# રણછોડજીના

## ગરબા તથા આરતીઓ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

બુકસેલર મનસુખરામ રણછોડ.

મુ. ડાકોર.

સરસ્વતી પુસ્તકાલયના માલીક.

મુ. જેઠાલાલ મનસુખરામ-ઠે. બજારમાં.

'પ્રજાહિતાર્થે મુદ્રાલય' પ્રેસમાં પ્રો. ડાહ્યાભાઇ દલપતરામે છાપ્યું. ઠે. શાહપુર નવી પોળ—અમદાવાદ.

આવૃત્તિ ૪ થી. પ્રત ૫૦૦૦

સને ૧૯૨૧ સંવત ૧૯૭૭

કિંમત બે આના.

શ્રી

# રણછોડજીનો ગરબો.

છોગાળા છબીલા છેલ, રણછોડ રંગીલા
કરી બોડાણાપર મહેર, હો મોરલીવાળા

અકળ કળા અલબેલા તારી, પાર ન પામે શેષરે;
વેદ વિચારી વિસ્મય પામ્યા, સમજાયે નહી દેશ. રણછોડ૦

મહા મોટપ મહારાજ તમારી, મુખથી કેમ કહેવાયરે;
સમુદ્રમાંથી ચાંચ ભર્યે જેમ, પક્ષીની તૃષા જાય. રણછોડ૦

મંદ ગતિ મહારાજ મહારી, મલીન મારૂં મનરે;
શરણે રાખો શામળીયા મને જાણી તમારો જન. રણછોડ૦

દ્વારકાના વાસી રાય, રણછોડ તમારૂં નામરે,
ઘણી દયા ગુજરાત ઉપર કરી, આવ્યા ડાકોર ગામ. રણછોડ૦

બોડાણાની ભક્તિ ભાવી, ભુધરજી ભલી તમનેરે;
અકળક હળીયા ધરણીધર, દુર્લભ છો અગમ નિગમને. રણછોડ૦

ધન્ય બોડાણા ધીરજ તારી, ધન્ય ધન્ય તારી માતરે;
પાતળીયે પોતાનો કીધો, હેતે ઝાલ્યો હાથ. રણછોડ૦

સિતેર વર્ષ સેવા કરી, શામળીઓ સધળાવાયરે;
ડાકોરથી તો દ્વારકાં માંહે, વર્ષે બે ત્રણ ફેરા ખાય. રણછોડ૦

કરમાં તુળસી વાવીને, જઈ ચતુર્ભુજને ચઢાવીરે;
પ્રભુજી તો પ્રસન્ન થયા ને, દયા દીલમાં આવી. રણછોડ૦

અળબેલો બોલ્યા એમ મુખથી, બોડાણાની સાથરે,
એકાન્તે આવીને કહ્યું તે, કોઈ ન જાણે વાત રણછોડ૦

ઘણા દીવસ તેં મારે કાજે, મહા મોટું કષ્ટ કીધુંરે;

વપુ આ તારૂં વૃદ્ધ થયું તે, જોઇ મારૂં મન બીધું. રણછોડ૦
તે માટે હું તારી સાથે, આવું તારે ગામરે;
તારે ચરણે નથી ચલાતું, તે માટે તજવું ધામ. રણછોડ૦
કહ્યું મારૂં માની કાલે, જા તું ડાકોર ગામરે;
ડામણું લાવ તું વાત ન ફુટે, મનમાં રાખી હામ. રણછોડ૦
બોડાણો કહે બાપજી હું, ડામણું ક્યાંથી લાવુંરે;
મારે ઘેર તો નથી મહારાજ, કેમ કરીને આવું. રણછોડ૦
મોહનજી કહે માગી લાવો, જેવી તેવી વેહેલરે;
જાત જોયાનું કામ નથી, બે જોડી લાવો બેલ. રણછોડ૦
બોડાણાને વચનજ આપી, વિદાય કીધા વળતીરે;
વનમાળી કહે તારે માટે, વાત આવી છે મળતી. રણછોડ૦
વારૂ કહીને વિઠ્ઠલજીને, ચરણે પડયો કરજોડરે;
લજ્જા મારી લટકાળા તમો, રાખજો શ્રી રણછોડ. રણછોડ૦
અતિ આતુરતા અંગમાં તેના. આવ્યો ડાકોર ગામરે;
પાડોશી પ્રત્યે કહી માગ્યું, તમ સરખું છે કામ. રણછોડ૦
ઉપકાર માનું તમતણો જે, આપો બળદરે વેહેલરે;
જાવું દ્વારકામાં છેલ્લો ફેરો, ત્રીકમજીની ટેહેલ. રણછોડ૦
પુરવાસી પાડોશી કહે ભાઇ, જેવી તેવી મળશેરે;
જેમ તેમ કરીને જોડી જાઓ, ભાગ્ય તમારૂં ફળશે. રણછોડ૦
એવું સાંભળીને ઉઠયો પોતે, વારૂ કહી વેહેલ જોડીરે;
વેલા કરતા વનમાળીના મંદીર પાછળ છોડી. રણછોડ૦
ચુગળી સહુરો હસવા લાગ્યા, કૌતક સરખી વાતરે;
બોડાણો તો આણે આવ્યો, લેઇ જવાને નાથ. રણછોડ૦
વેહેલને બે બળદ જોતાં, હસ્યા મુખ મચકોડીરે;

ત્રિભુવનમાં નહી મળે ભાઇ આવી બેલની જોડી. રણછોડ૰
બોડાણો કહે હસો ભાઇઓ, હસવા સરખી વાતરે;
ઇશ્વર ઇચ્છા કોઇ ન જાણે, કેવું થશે પ્રભાત. રણછોડ૰
સંધ્યા થઇ ને શયન કરાવ્યું, રણછોડને રંગભેરરે:
આડધી રાતે ઉઠયા પોતે, પ્રીતમ કરીને પેર. રણછોડ૰
તાળાં તોડયાં ભુંગળ ભાગી, આવ્યા મંદિર બહારરે,
બોડાણાની પાસે આવી, પ્રેમે કર્યો પોકાર. રણછોડ૰
જાગ જાગ તું ઝટપટ કરીને, વિઠલ કહે વેહેલ જોડરે;
બોડાણો ઝબકીને જાગ્યો, દીઠા શ્રી રણછોડ. રણછોડ૰
ગદગદ કંઠ ગળગળું બોલે, થર થર ધ્રુજે અંગરે;
ગોવિંદજી હવે શી ગત થાશે, તમો રાખજો રંગ. રણછોડ૰
બળદ તો બેસે ને ઉઠે, ચાલે નહીં લગારરે;
પ્રાત સમે પકડશે મુને, મારશે બહુ વિધ માર. રણછોડ૰
જગજીવન કહે જ્યમ ત્યમ કરીને, ઝાંપા સુધી કહાડરે;
હાંકીશ પછી હું હેત કરીને, માનીશ તરરો પાડ. રણછોડ૰
જ્યમ ત્યમ કરીને ઝાંપા સુધી, પાછલી રાતે પહોંતારે;
રાશ પરોણો પોતે લીધો, બોડાણો માંહે સુતા. રણછોડ૰
વેગે વેહેલ ઉરાડી પોતે, અંત્રીક્ષથી અલબેલેરે;
ઉમરેઠ ને ડાકોરની વચ્ચે, લાવીને તો મેલે. રણછોડ૰
બોડાણાને કહે જગજીવન, જાગી જોને વાટરે;
પ્રાત થયો ઉઠ આળસ મેલી, જો આવ્યો કોઇ ઘાટ. રણછોડ૰
આંખ ઉઘાડી ઉંચું જોયું, બોડાણે તેણીવારરે,
શામળીઆ સીમાડો મારા. ગામ તણો નિરધાર. રણછોડ૰
અલબેલો ઉતરીઓ હેઠે, લિંબ તળે લટકાળોરે;

વિશ્રામ કીધો વાલાજીએ, થાક થંભીને ટાળ્યો. રણછોડ૦
તે લિંબડાનું લટકાળા તમે, એક ડાળ કીધું મીઠું રે;
કર અડકાડી કડવાશ કાઢી, તે સર્વે દ્રષ્ટે દીઠું. રણછોડ૦
પાતળીએ ત્યાં પગલાં પાડયાં, પોતાનાં સાક્ષાતરે;
અદ્યાપી એંધાણી તેની સર્વે જાણે વાત. રણછોડ૦
એમ કહી અલબેલો આવ્યા, ડકોરડ ડાકોર ગામરે;
બોડાણા પ્રત્યે એમજ બોલ્યા, રહેવાનો કર ઠામ. રણછોડ૦
ધરણીધર કહે ધામ તજ્યું મેં, તે સહુ કોઇએ જાણ્યુંરે,
મંદિરમાં મુજને નહી દેખે. જ્યારે વારી વાહાણું. રણછોડ૦
ધસમસ ધસમસ ધાઇ આવશે, ગુગળીઓ ધરવાળારે;
શામળીઓ કહે મુજને સંતાડી, તું બેસ ઝાલીને માળા. રણછોડ૦
ગોમતીમાં ગોવિંદજી પેઠા, વાવમાં વનમાળીયે;
ગાળો દેતા ગુગળી આવ્યા, થોડે દિવશે ચાલી. રણછોડ૦
બોડાણાને બાંધી લાવો, ગુગળીઓ એમ બોલ્યારે;
બોડાણો ગોરસ લઇ મળવા, ગયા સહુના પેહેલા. રણછોડ૦
આવતામાં આંખ ચઢાવી, ગુગળીએ વિકાળરે;
ચોર તું કેમ ચોરી લાવ્યો, ભૂધરજી ભૂપાળ. રણછોડ૦
બોલ બોલ કહી બરછી મારી, મુરછાગત પાડયોરે;
અંગીકાર કરી અલબેલે, કુખમાં દીસે ખાડો. રણછોડ૦
ગોમતીમાં રૂધીર થયું તે, જાહેર જુગ મોઝારરે;
એ એંધાણે અલબેલોજી, શોધી કાઢયા નીર બહાર. રણછોડ૦
બે વચને ત્યાંથી બળવંત બોલ્યા, હું હવે નહિ આવુંરે;
મુજ બરાબર સોનું લઇને, કરો તમે મન ભાવ્યુંરે. રણછોડ૦
લાલચમાં લપટાયા સર્વે, લોભમાં લેવાયારે;

સરકાર સર્વે પંચ મળીને, ગોમ તીરે લાવ્યા. રણછોડ૦
સામા સામી લખ્યું લેઇને, બોડાણો એમ બોલ્યોરે
એકાંતે અલબેલા સાથે, પ્રીતે પડદો ખોલ્યો, રણછોડ૦
મહારાજ મુજ પાસે નથી, એક વાલ કેરી વીંટીરે;
સોનું જોઇએ શ્યામ બરોબર, ચિત્તમાં ચિંતા પેઠી. રણછોડ૦
ગોવિંદ કહે ઘેર જઇને, ગંગા બાઇને પુછોરે;
સવા વાલની વાળી છે, તે લાવો કાં તમે મુંઝો. રણછોડ૦
ઘેર આવીને ગંગાબાઇને, વાત કરી વિસ્તારીરે;
વાળી લેઇ વનમાળી તેડે, ગોવિંદની ગત ન્યારી. રણછોડ૦
તરત લેઇને તીરે આવ્યા, વાળી રાખી પાસરે;
લજ્જા રાખજો લટકાળા અમો, ચરણ કમળનાં દાસ. રણછોડ૦
વડની ડાળે ત્રાજુ બાંધી, ત્રિકમજીને તોલ્યારે,
વાળી નમી ને વાલમ કરયા, તવ જય જય સૌકો બોલ્યા. રણછોડ૦
ઝાંખા થઇને જગજીવનને, ગુગળી ગાળો દેછેરે;
કાળા તુજમાં કપટ ભર્યું છે, જૂઠ ઘણેરૂં રહે છે. રણછોડ૦
બાળપણે તેં મામો માર્યો, મથુરાં નગરી માંહરે,
આજ લગી અમને અથડાવ્યા, હવે જઇએ ક્યાંય. રણછોડ૦
પ્રભુ કહે પાછા ફરો જાઓ, દ્વારકાં મોઝારરે;
સ્વરૂપ મારૂં સેવંત્રીમાં છે, તે કહાડજો બહાર. રણછોડ૦
નિરાશ થઇ નિસાસો મુકી, ગુગળી ઘેર પધાર્યારે;
સેવંત્રીમાં જઇને જોયું, પ્રભુ ત્યાં તો સધાર્યા. રણછોડ૦
સંવત બાર ને બારમાં પ્રભુ, બાકી કશી ન રાખીરે;
દયા કરી ડાકોરમાં આવ્યા, તે સર્વે પૂરે સાખી. રણછોડ૦
વરસ પાંચસે ઓગણોતેર સુધી, અલબેલે એમ કીધુરે;
ત્યાં લગી તો ગોમતી તીરે, સહુને દર્શન દીધું. રણછોડ૦

અભેસંગ એક રાજા આવ્યો, મારવાડથી મોટેરે,
પીલાજીશું પ્રપંચ કીધો, મનમાં મેલ છે ખોટો. રણછોડ૦
તેણે મન માન્યું મોહનજીનું, મંદીરતો આદરવુંરે;
જગજીવનને જોગ મેળવ્યો, પરમેશ્વરનું કરવું. રણછોડ૦
ફારજ કીધું જાણી વજીર, રતનસંગને તેડેરે;
મોહનજીનું મંદિર મોટું, કર તું દિવસ થોડે. રણછોડ૦
મંદિર કરાને મહારાજાને, પધરાવ્યા ત્યાં પ્રીતેરે;
સંવત સત્તર એકાશીમાં, રંગીલો રંગ રીતે. રણછોડ૦
આણેકઢારીએ મેળો કીધો, મોહનને મન ભાવેરે;
વૈષ્ણવ વાજીત્ર લેઇ સર્વે, સંઘ સમાજે આવે. રણછોડ૦
મોટું મહાત્મ્ય જાણીને જન, સર્વે દર્શને આવેરે;
ભેટ સામગ્રી શણગાર સારા, સ્વામળીયાને લાવે. રણછોડ૦
મેળો મહાભારત થયો તે, મંદિરમાં નવ માયરે;
જગજીવનને જોવાને તો, જન તણા જીવ જાય. રણછોડ૦
ત્યારે મહારાજે મનસુબો કીધો, મંદિર મોટું કીજેરે;
ઉંચે આસને અમો બેસીને, દર્શન સહુને દીજે. રણછોડ૦
ત્રાંબેકરને તરત કહ્યું તે, ક્ષણું ન લાગી વારરે;
ઠાકોર મધ્યે દોડી આવ્યો, પુનાનો રહેનાર. રણછોડ૦
આવીને અલબેલા કેરૂં, આરંભ્યુ મંદિરરે;
સલાટ સારા શોધી કહે છે, વેગે કરજો વીર. રણછોડ૦
કામ કરતાં કસર ન કરશો, પૈસા પુરા પાડુંરે;
ધનતો ધરણીધરનું સર્વે, ધ્યાન મુરતઠ ગાડું. રણછોડ૦
પાયામાં તો પથ્થર પૂર્યા, સીસુ ઢોળ્યું સારરે;
મોહનજીનું મંદિર કીધું, શોભાનો નહિ પાર. રણછોડ૦
મહારાજશ્રીનું મંદિર ત્યાંતો ત્રીજે વરસે તૈયારરે;

પ્રભુજીને પધરાવવા તણો, કીધો છે નિરધાર. રણછોડ૦
સરવે મળીને શ્યામળીઆની, પાસે આવ્યા પ્રીતેરે;
મુહૂર્ત્ત જોવા માટે જોશી, તેડાવ્યા રંગ રીતે. રણછોડ૦
મુહૂર્ત્ત જોઇને જોશી કહે છે, મંદિરમાં પધરાવોરે;
મોટું મુહૂર્ત્ત આજ દહાડો, ફરી ન આવે આવો. રણછોડ૦
અલબેલાજીને ઉંચકે પણ ખસે નહિ તલ માત્રરે;
વિચારી સહુ વિસ્મય પામ્યા, ગળિયા સહુના ગાત્ર. રણછોડ૦
શું થાશે શામળીઆ મોટું, મંદિર મિથ્યા થાશેરે;
ત્ર્યંબકેશ્વર કહે ટેક રાખજો, લજ્જા મારી જાશે. રણછોડ૦
પુણ્ય દાન બહુ પેરે કીધાં, પાતળીઓ પધરાવારે;
તોયે પણ મોહન ના માને, મારે૦મંદિર જાવા. રણછોડ૦
સાંઝ પડીને સૌ કોઈ થાકયા, કાંય ન સુઝે વાતરે;
અલબેલાને એ ગમ્યું નહિ, હેઠા પડીયા હાથ. રણછોડ૦
પ્રભુએ પ્રેર્યો પુરવાસી, કોઇ બોલ્યો એની વાતરે;
જગજીવનને જોઇએ ભાઇઓ ઓડાણાની જાત. રણછોડ૦
તેના કુળમાં કોઇ હોય લો, અલબેલોજી ઉઠેરે;
ખોળ કરીને ખબર મંગાવો, તો ત્રિકમજી ત્રુઠે. રણછોડ૦
શોધ કરીને શોધી કાઢયા, કુળ મધ્યેનો કોઇરે;
જોતામાં જુગજીવન કેરૂં, મન રહ્યું છે મોહી. રણછોડ૦
અલબેલાને અંગે અડક્યા, સંગે સઘળા સાથરે;
અંતરિક્ષ ઉઠયા અલબેલો, તે કોઇ ન જાણે વાત. રણછોડ૦
પ્રિત કરી પાતળીયો લઇને, મોટે મંદિર ચાલ્યારે;
સિંહાસન ઉપર શ્યામળીયો, હરજી હેતે ચાલ્યા. રણછોડ૦
સંવત અઢાર અઠયાનીશે, પ્રીત કરી પધાર્યારે;
સહુને સુખ આપ્યું શામળીયે, અંગે રંગ વધાર્યા. રણછોડ૦

ઓડાણાનું બીરદજ આવા, વંશ બોલાવ્યો વહાલેરે,
ત્રાંબેકર તેને તેડીને, સરપાવ સારો આલે. રણછોડ૰

શકોર કીધું દ્વારકાં તે, ત્રિકમજી તત્કાલરે;
ભવ ભવ મારી સેખે ગણજો, તમો પિતા હું બાલ. રણછોડ૰

સિંહાસનની શોભા સારી, આરસનું મહિં કામરે;
મધ્યે મોહન તમો બીરાજો, જોવા સરખું ધામ. રણછોડ૰
ચરણકમલનું ચિંતવન કરતાં, ચિંતા ચિત્ત ઓલાયરે;
નેપુર ઝાંજર ઘુઘરીઓ, અલબેલા લેઉ બલાય. રણછોડ૰

પીતાંબર પીળુ છે તેની, કસબની છે કોરરે;
જડિત કંદોરો જોડે શોભે, ઘુઘરીનો ઘણઘોર. રણછોડ૰

કસબી વાગો કનક સરિખો, પટકો પીળો શોભેરે;
લહેર કસબની છેડા ઉપર, અલબેલાને ઓપે. રણછોડ૰
ચારે હાથે ચતુર્ભુજને, કડાં ચુનીઓવાળાંરે;
સાંકળી સંગે સારી શોભે, બાજુબંધ નખરાળાં. રણછોડ૰

આંગળીએ અંગુઠી ઉજ્વલ, વેઢ અને વળી વીંટીરે;
પોંચી સાંકળી પાતળીયાને, મુખમાં મોરલી મીઠી. રણછોડ૰

મોતી માળા ત્રણ તેવડી, અલબેલાને ઓપેરે;
મોહનમાળા મોતી મોટે, ચરણે જઇને ચાંપે. રણછોડ૰
સોનાની સાંકળીયો દોરો, ડુગ ડુગીયો માંહે ઝળકેરે,

શંખ ચક્ર ને ગદા પદ્મ એ, ચારે હાથે ચળકેરે. રણછોડ૰
ગળુબંધ ગળામાં સોહીએ, કાને કુંડળ મોતીરે;
જડાવનું તિલક જદુવીરને, અખંડ જ્યોત ઉદ્યોતી. રણછોડ૰
મુકુટ મનોહર મહારાજાનો, જુગમાં ન મળે જોડોરે;

મધ્યે ચુનીઓ ચળકે ઝાઝી, કલંકીનો તોરો. રણછોડ૰
અદ્ભુત રૂપ રહ્યામાં નાવે, એક રસના શું ભાખુંરે;
અપાર એનો પાર નથી હું, કેમ કરીને ઝાંખુ. રણછોડ૰
જેને જેવો જોઇએ તેને, તેવો છે અલબેલોરે;

ગવાય તેમ ગુણ ગાજો એના, રખે ભુળગો મેલો. રણછોડ૦
ધન્ય બોડાણા ધીરજ તારી, બળવંતને તેં બાંધ્યોરે;
જોગી મુનીને જે છે દુર્લભ, તે પ્રભુ તુજને લાધ્યોરે. રણછોડ૦
ડાસરામાં ઠીક નીકળીયો, પ્રગણામાં પ્રીતેરે;
દુનીઆમાં તેં ડંકો કીધો, ડાકોર રહે રંગ રીતે. રણછોડ૦
ચાર જુગમાં જાણ થયો તું, બોડાણો બલીહારીરે,
તન મન ધન તેં ત્રિકમ ઉપર, સર્વે નાંખ્યું વારી. રણછોડ૦
અલબેલાને અરજ અમારી, એકાંતે તમે કહેજોરે;
અવગુણનો તો આંક નથી, તમો શામળીયાજી સ્હેજો. રણછોડ૦
જો મોહન મનમાં આણો તો, જુગમાં ન થળે જોડરે;
ત્રાહિ ત્રાહિ શરણાંગત રાખો, રંગીલા રણછોડ. રણછોડ૦
જે જે અવગુણ જોશો તે, પ્રભુ મુજમાં ભર્યા ભરપુરરે;
આળ કરો તો ઉડી જાઉં, જેમ આકડાનું તુર. રણછોડ૦
શામળીયા તમે સામુ જુઓ, સ્નેહ ધરીને શામરે;
મન ઠેરવો મોહનજી મારૂં, સહેજે થાયે કામ. રણછોડ૦
ચરણકમલમાં ચિત્તડુ મારૂં, તાણીને તમે રાખોરે;
ધણી થઈ ગીરધારી મુજને, તરછોડી ના નાંખો. રણછોડ૦
બેઉ કર જોડી ચરણે લાગુ, કરૂં સો સો દંડ પ્રણામરે;
રણછોડને તમે રાખો રસીયા, હું છું રંક ગુલામ. રણછોડ૦
રાય રણછોડનો ગરબો જે કોઇ, ગાશે પુરણ પ્રીતેરે;
તે ઉપર રીઝે રંગીલો, રસબસ થઇ રંગ રીતે. રણછોડ૦
સહુ મળીને સાંભળજો, હું કહું છું વારંવારરે,
ભુલ્યું ચુક્યું માફ કરજો, કર્તા છે કિરતાર. રણછોડ૦
સંવત અઢારસેં અગણોતેરે, આઠમ આસો માસરે,
કૃષ્ણપક્ષને રવીવારે, ગુણ ગાયા રણછોડદાસ. રણછોડ૦

---

### પુનમ ચાંદની પુરી ખીલી અહિંરે—એ રાગ.

સુંદર શ્યામની શોભા ખીલી ઘણીરે,
બીરાજે ડંકપુરમાં રૂપાળા રણછોડ, હેતે નમીએ સંગાથે સંતો
આપણેરે. ટેક૦

મનહર મુર્તિ નીરખવાં, આવે સહુ નરનાર;
ચતુર્ભુજ ચિત્ત ચાહીને, ઉર ઉતારે ચીતાર;
જેથી પુર્વ જન્મનાં પાપ જશે પળ એકમાંરે;
ભાગે ભ્રાન્તિ શાન્તિ કરતા શ્રી ગોપાળ. હેતે૦
હીરા રત્ન જડીત્ર છે, મુકુટ મણીમય શીષ,
મોર પીંછ કલગી ધરી, શીરપર શ્રી જગદીશ;
તેના તેજ તણો નહિ પાર, અતિ ચળકાટ છે રે,
ફેંટો વિંટયો સુંદર પેચ પુરા પચરંગ. હેતે૦
ભાલ તિલક કેસર કરી, કસ્તુરી મેહેકાય,
કમળ નયન કટી કેસરી, શશિ મુખ દિવ્ય સુહાય;
પ્રભુના હસ્તકમળમાં મધુરીશી મોરલી દીપતીરે;
કુંડળ માંહિ જડયા છે નીલમ મણી નંગ. હેતે૦
તન ઉપર ધારણ કર્યું પીતાંબર બહુ બેશ,
જામો જરકશી શોભતો, ખભે દીપતો ખેસ;
જાઇ જુઇ ચંપા ગુલાબ તુલસીહાર છે રે,
કમર કસી છે પટકે કેશવ કરૂણાનંદ. હેતે૦
મુક્તામાળ મોહન ધરી, કંઠે એકાવળ હાર,
ચંદનહાર ચીત્ર ચોટતું, મણી માણેક શણગાર
હીરાકંઠી નવસરહાર હરીને ઓપતારે;
ઉજ્વળ સ્ફાટીક મણીની માળા દીપે અંગ. હેતે૦

કટી કંદોરા કનકના, પોંચી રત્ન જડીત,
બાજુબંધ બાંહે ધર્યા, મુદ્રિકા ચિત્ર વિચિત્ર.
તેથી દીપે દશ આંગળીયો દીનાનાથનીરે,
નીરખી નંદકુંવરને મન મારૂં લલચાય. હેતે૦

ઝાંઝર પાયે ઝમકતાં, તોડા તેજ વિશેષ,
હસ્તે સોનાનાં સાંકળાં, અલંકાર બહુ બેશ;
જુમખે જુમખે ઝાઝી, ઘુઘરીનો ઝમકાર છેરે,
એવી ચરણ કમલ જન પામે પુર્ણ પવિત્ર. હેતે૦

હડપચી હીરો ઝગકતો, પામે મન વિશ્રામ,
નંદકુંવરને નીરખીને, પામે મન વિશ્રામ;
હસ્તે શંખ ચક્ર ને ગદા પદ્મ ધારણ કરીરે,
ઉભા સન્મુખ શ્રીજી, ચઉદ લોકના નાથ. હેતે૦

કનકપાવડી કૃષ્ણની, પાય સમીપ સોહાય,
ધર્યું છત્ર શીર ઉપરે, ઘડી ઘડી ચમર થાય;
છડીદાર પ્રભુના સન્મુખ છડી પોકારતારે;
રસિયા વસજો મારે હદયે પ્રાણાધાર. હેતે૦

આરતી સમે પ્રભુ આગળે, વૈષ્ણવ ભીડ અપાર,
અંગ ઉલટ માતો નથી, નીરખી નંદકુમાર;
કરેછે સ્તુતી ઘણી શામળીયા તુજ પદ પામવારે,
છે શીવરામને તારો એક આધાર. હેતે૦

## મંગળા આરતી ૧ લી.

રણછોડના રાય રણછોડ, વસો મારી રૂદીયામાં
સુખ સાગર શ્રી રણછોડ, વસો મારી રૂદીયામાં;
પ્રાતસમે પ્રભુનાં મુખ નીરખી આનંદ ઉર ન સમાયરે
સુરનર મુનીવર વેદ વખાણે, નારદ શારદ ગાય. વસો૦

કોટી વદન છબી મુખપર વારી, અકલિત રૂપ અપારરે,
અંગળ રૂપ મનોહર દીસે, સેવક સુખ ભંડાર;
તાલ મૃદંગ વીણા રસ વાગે, મુખ મોરલી ઘનઘોરરે, વસો૦
પ્રેમ કરીને સુધારસ પીધો, ગોપી ચંદ્ર કીશોર,
કનકથાળ કપુર ભરી માંહિ, પાંચે જોત પ્રકાશરે,
આરતી ઉતારૂ મારા અલબેલાની, રાધારમણ વિલાસ. વસો૦
અષ્ટસિદ્ધિ આગળ ઉભી રહી, મુખથી કહે કરજોડરે,
પ્રાણજીવન પુરશોતમ સ્વામી, રાજ કરો રણછોડ. વસો૦

આરતી ૨ જી.

મારે દીવાળી થઇ આજ, હરી મુખ જોવાને,
મારે સરીયાં સેવકનાં કાજ ભવ દુઃખ ખોવાને. મારે.
આજ દીવાળી કાલ દીવાળી હરી જોયા મેં ન્યાળીરે
સુંદર મુખ જોવાને કાજે આંખલડી થાય કાળી. આજ.
રત્ન જડીત સોનાની થાળી માંહી ભર્યો કપુરરે
આરતી ઉતારૂ મારા અલબેલાની રવી ઉગમતે સુર. આજ.
સાવ સોનાનો સુરજ ઉગ્યો દુધડે વરસ્યા મેઘરે
રામ કૃષ્ણ પ્રભુ એટલું માગું સેવાને અર્થે દેહ. આજ.

આરતી ૩ જી.

જય રણછોડ રાયા પ્રભુ જય રણછોડ રાયા,
આરતી કીજે અલબેલાની, લોપે નવ માયા. જય રણછોડરાયા૦
મોરમુકટ શિરછત્ર બિરાજે, મણીમાણક ઝળકે—જોને મણીમાણેકઝળકે;
પુષ્પ બહુ મુકતાનાં, તોરા ચરણ સુધી લળકે જય રણછોડ૦
પાઘ કસુંબી ઝીણા શીરબંધ કેડમાં બહુ ધરિયાં; (૨)
ભાલ તિલક મણી માણક, મોતી બહુ ભરીયાં. જય૦

કેસર આડ મકરાકૃત કુંડળ, હિરે સૂત બેઉ જડિયાં; (૨)
એક કટાક્ષે ભ્રકુટિ ફેરાં, ત્રણ ભુવન ધડિયાં. જય૦
અમૂલ્ય વરની આંખલડી, ધર્યું છે ચુંબક આલે, (૨)
મુખારવિંદ તણી શી શોભા, કેસર છે ભાલે. જય૦
અમૂલ્ય હીરા હોઠ બીરાજે, કોટી રવિ ચળકે; (૨)
કૌસ્તુભમણી કંઠમાં ઓપે, માળા બહુ લળકે. જય૦

અનેક આભુષણ રત્ન હેમનાં, પુષ્પતણી માળા; (૨)
તુલસીહાર ચઢાવે પ્રભુને તે જન બહુ વહાલા. જય૦
જરકસી જામો અંગે સોહે, વિધ વિધ ભલી ભાતે; (૨)
ઈંદ્રાદિક બ્રહ્માદિક સર્વે, સ્તુતિ કરે ખાંતે જય૦

ચતુર્ભુજ પુરૂષોત્તમ, પુરણ અવિનાશી નામે; (૨)
શંખ ચક્ર ગદા પદ્મ બીરાજે, પ્રભુજીને હસ્તે. જય૦
કટિમેખલા પીતાંબર ઉપર, બાંધ્યો છે પટકો; (૨)
દીનાનાથ દીસે છે દયાળુ, અજબ બન્યો લટકો. જય૦

ચરણ કમળ આનંદ સાગર, પ્રભુ સેવક સુખકારી; (૨)
જે જન આવી નીરખે પ્રભુને, દુઃખ કાપે ભારી. જય૦

છડી વાંસળી નેપુર ઓપે, નટવરને વેશે;
ગોપ થઈને ગાયો ચારી, ગોપી રમ્યા રાસે. જય૦

દીનબંધુ પ્રભુ આપ થયા છો ડંકપુર વાસી (૨)
ડાકોરનાથ થઈને બેઠા પોતે અવિનાશી. જય૦

આઠ શિખર દરવાજા ઉપર ચોઘડીઆં વાગે (૨)
નોબત શબ્દ સુણે જે પ્રાણી, દુઃખ તેનાં ભાગે. જય૦

દીનાનાથનાં દર્શન પ્રીતે જે આવી કરશે (૨)
કોટી જન્મનાં પ્રાયશ્ચિત તેનાં, પ્રભુ પળમાં હરશે. જય૦
આરતી આ પુરૂષોત્તમ કેરી, પ્રેમ ધરી ગાશે, જે કોઇ;
સુખ સંપત પામી તે પ્રાણી, વૈકુંઠે જાશે. જય૦

## સાત વાર.

આદિતે આનંદ સૈયર કહુંછુંરે, ગિરિધરશું માંડી પ્રિત વ્રજમાં રહુંછુંરે.
સોમે પામ્યા સુખ શ્રિરજી ફળીયારે, શ્રી નંદજીનો લાલ મુજને મળીયારે.
આ મંગળે મને હેત હરિશું લાગ્યું રે, આ હૃદયકમળનું બાણુહૈયેવાગ્યુંરે.
આ બુધ આવ્યો શુદ્ધ જોવા આપણુ જઇએરે, આ છાની કરીએ ગુંજ વહાલા થઇએરે.
ગુરૂ બ્રહ્મસ્પતિ પ્રતાપ સુખ છે સૌનેરે, આ સખી ઘણો આનંદ રાધા વહુનેરે.
શુક્રના સર્વે બોલ સૌને ગમતારે, આ લેતા તાળી હાથ રજની રમતારે
આ શનિશ્વરે સંદેશો હરિને કહાવ્યોરે, આ જોગ બન્યો છે આજ રમવા આવોરે.
આ સાતવાર જે ગાય નરને નારીરે,તેનો વૈકુંઠમાં થાય વાસ દેવમોરારીરે

## શ્રી રણછોડજીની પંદર તીથીઓ.

સખી પડવે તે પુરણ બ્રહ્મ, જે કોઇ જાણેરે, રૂડો રણછોડજીનો ધર્મ વેદ વખાણે રે.
સખીબીજેબોડાણોજીબોલ, કહેછેએવારે, રાખશોરહેશેતોલ ઉપજે એવારે
સખીત્રીજેતુળસીનાંવન, પ્રભુનેપ્યારાંરે,હાથમાંત્રાવેહરિનાંજન,શોભેસારાંરે
સખી ચોથે ચાલ્યા જાય,વસમી વાટેરે, રૂદિયામાં રણછોડરાય,મળવામાટેરે.
સખી પાંચમે ચાલ્યા પંથ,તડકા તનમાંરે સેવા કરે હરિનાં જન,મારા મનમાંરે.

સખીછઠેછાપાં અંગધરીનાંધરીયાંરે,સખે રૂદિયાસાથે રંગ હવે મનહરિયાંરે
સખીસાતમેસુંદરસ્યામમોહનમળીયાંરે,હુંતોઆવીશતમારેગામ ફેરાફળિયાંરે
સખી આઠમે જોડીવેહેલબળવંતજોડારે, પુર્વદેશમાં કરી મહેર,પંથમાંપેઠારે.
સખી નોમે નમવા જાય આણીરાખેરે શેવકસુતા સાંઝીમાંય હરિરથહાંકેરે.
સખીદશમેઆવ્યાઠાકોરહરિરંગરસિયારે તેડેઠાણેઠાકોરવહાલોમારોવસિયારે
સખીએકાદશીનાદીનગુમળીઘેર્યારે,મધરાતે આવ્યામહારાજ. હેરણુહેર્યારે.
સખીબારસેબાંધ્યાછેમાલ,સેવકથીછાનારેસોતુતોસવાલાલ,પુંજીઆંપામ્યારે.
સખીતેરશેગુગળીઘેરપાછાફરિયારે,મધરાતેઆવ્યામહારાજકારજસરીયાંરે.
સખીચૌદશેચરણામૃત પ્રેમેપીધારે,હરિકઠણથયાંનંદલાલ, સંદેશાતેડીધારે.
સખી પુનમે પુજાથાય, શોભા સારીરે, દર્શન કરવાને જાય નર ને નારીરે.
સખી પંદર તિથીસાતવાર,જેકોઈગાશેરે,તેનેમગીશેઠારકાંનાથ,વૈકુંઠજાશેરે.

## શ્રી હરીની આરતિ.

જય દેવ જય દેવ જય રાધારમણા, પ્રભુ જય રાધારમણા;
જય ગોપીજન વલ્લભ, (૨) દુઃખ સકળ શમના,
જય દેવ જય દેવ. ટેક. ૧

જય જય કુંજવિહારી, જય ગોકુલરાયા, પ્રભુ જય ગોકુલરાયા
વ્રજવિધુ રાસબિહારી (૨) નિજજન સુખ દાયા. જય દેવ. ૨

જય વૃન્દાવનવાસી, જય જય ગિરિધારી, પ્રભુ જય જય ગિરિધારી
ગોપીજન મનરંજન (૨) જય મુરલીધારી, જય દેવ. ૩

જય જય દેવકીનન્દન, જય મથુરાધીશા, પ્રભુ જય મથુરાધીશા;
નન્દ યશોદા નન્દન (૨) જય જય જગદીશા. જય દેવ. ૪
જય જય કંસ નિકન્દન, દાનવ કુલ દલના. પ્રભુ દાનવ કુલ દલના;

ભક્તજન પ્રતિપાલક (૨) જય દુર્જન છલના; જય દેવ૦ ૫
જય સુન્દર શામળીયા, પીતાંબરધારી, પ્રભુ પીતાંબરધારી,
મોર મુકુટ શિર શોભે (૨) અતી મંગળકારી; જય દેવ૦ ૬
કર્ણ વિષે શુભ કુણ્ડલ, મકરાકૃતિ શોભે, પ્રભુ મકરાકૃતિ શોભે,
નાસાગ્રે મુક્તાફળ (૨) જોતાં મન લોભે. જય દેવ૦ ૭
હૃદયે કૌસ્તુભ ઝળકે મણિમુક્તામાળા, પ્રભુ મણિમુક્તામાળા,
બાંહે બાજુ બીરાજે, (૨) અતિશય તેજાગા; જય દેવ૦ ૮
કટીયે કિંકિણિ રણકે, નુપુર ચરણવિષે, પ્રભુ નુપુર ચરણ વિશે,
મણિબંધે મણિભૂષણ, મણિબંધે મણિકંકણ, અતી સુન્દર દીસે. જય૦૯
ભાલે તિલક વિશાળ, શોભે મૃગમદનું, પ્રભુ કેસર મૃગમદનું
વનમાળા પર ગુંજે, (૨) ટોળુ ષટપદનું, જય દેવ૦ ૧૦
હસિત વદન કરી ઉભા, મુજ સામું જોઈ પ્રભુ મુજ સામું જોઈ;
કૃપા કટાક્ષે દુખડાં (૨) સહુ નાંખ્યા ખોઈ જય દેવ૦ ૧૧
એવા હરિ નિરખી મેં, લ્હાવો સર્વ લહ્યો પ્રભુ લ્હાવો સર્વ લહ્યો,
પ્રપંચ આશા છુટી (૨) ભવ ભય ભસ્મ થયો. જય દેવ૦ ૧૨
હવે વિનંતી એટલી, શ્રીહરી તવ ચરણે, પ્રભુ શ્રીહરી તવ ચરણે;
મુને નિરંતર રાખો (૨) દાસ કરી શરણે, જય દેવ૦ ૧૩
બાંહે ગૃહી તરછોડો, તો નિજ બિરદ હારો, પ્રભુ તો નિજ બિરદ હારો
જેવા ગણુશો તેવો (૨) છું પણ ઉદ્ધારો જય દેવ૦ ૧૪
એવી હરિની આરતી, જે હેતે ગાશે, પ્રભુ જે હેતે ગાશે;
હરિદાસ પ્રભુ તેને (૨) પ્રેમામૃત પાશે, જય દેવ૦ ૧૫
જય દેવ જય દેવ, જય રાધારમણા, પ્રભુ જય રાધારમણા;
જય ગોપીજન વલ્લભ, (૨) દુખ સકલ શમના. જય દેવ૦ ૧૬

સમાપ્ત.

# ડાકોર આવનાર યાત્રાળુઓને

## અગત્યની સુચના.

ડાકોર તીર્થના આદિ દેવ શ્રી ડંકનાથ મહાદેવ છે, અને જે-નામથી આ તીર્થનું નામ ડંકપુર હતું ડાકોર પડ્યું છે. અને જે-વચનથી શ્રી દ્વારકાંનાથ ડાકોરમાં પધાર્યા છે. અને તેમના દેરળા-પોતે ઘણો સમય નિવાસ કરેલો છે ત્યારબાદ મોટા દેવળમાં પધા-છે. વધુ માટે શ્રી ડાકોર મહાત્મ વાંચો. ડાકોરમાં આવી શ્રી ગો-તીજીમાં સ્નાન કરી શ્રી ડંકનાથના પ્રથમ દર્શન કરવાથી યા-પરિપૂર્ણ થાય છે. અને મનના મનોર્થ સફળ થાય છે.

---

શ્રી

પ્રભુચરણાર બીંદુભ્યો નમઃ

### કુંડળીયા છંદ.

૧ દેવદીવાળી દીનકો સંવત આદ ખાવઃ પુરી દ્વારિકાં જાય કે અહીલાયો મોરાર,
૨ અહીલાયો મોરાર ડંકપુર ડંકાદ નાઃદન બોડાણા ભક્ત નાથકું વસકરલીના;
૩ ધનધન ગુજર દેસદેસમે ભાટ ખુલાલી; જયજય શ્રી રણછોડ પધારે દેવદીવાલી.
૪ ઠનણુ હરીકા દેખકે ભયો વાકલ રબલોક. પીછે ધાએ ગુગલી કિરમે પૂરણ શોક
૫ કિરમે પૂરણ શોક હુડતે ડાકોર આએઃપ્રભુ આગ્યા કોપાય નાથકું નીરખુ પાયે
૬ તોલાભટ જપ તીરધારત અધડયા અરીકઃ લાલચ દેલપટાય ભુલાએ રણછોડી
૭ અરણુ શરણુ કા લાજ સ પૂરણ કીનો કોડઃસવાવાલકીનથસ રણછોડ રણછોડ!
૮ રણછોડ રણછોડ દેસમેં ડંકાદીનાઃભક્ત ધંન ભગવાન મનોરથ પૂરણ કીન
૯ ધ્વજા ડંકે સ્થાન છુપાએ અસરના સરનઃ તાકે પુજન કાજ પધાર પાદુચ

---